

# श्री

# रमा रणजीत नाटकनां गायनो·

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## मूळजी आशाराम ओझा·

આવૃત્તિ બીજી પ્રત ૫૦૦૦.

ગ્રંથ સ્વામિત્વના સર્વ હક છપાવી પ્રસિદ્ધ કર્તાએ
રજીસ્ટર નોંધાવી સ્વાધીન રાખ્યા છે માટે તેમન
રજા સિવાય કોઈએ છપાવવું કે ભજવવું ન

## કરાંચીમાં

નેપીયર રોડપર આવેલા અલેક્ઝ
પ્રીન્ટર કરમસા સ

સંવત ૧૯૫૯.



श्री

# रमा रणजीत नाटकनां गायनो.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## मूळजी आशाराम ओझा.

આવૃત્તિ બીજી પ્રત ૫૦૦૦.



—:*:—

કુરાંચીમાં

નેપીયર રોડપર આવેલા અલેકઝાંડ્રા પ્રિન્ટિંગ પ્રેસમાં

પ્રીન્ટર કરમસી સામજીએ છાપ્યો.

સંવત ૧૯૫૯.    ઈ. સ. ૧૯૦૩.

કીંમત બે આના.

# "રમા રણજીત નાટક" નાં પાત્રોની ટુંક હકીકત



રત્નસિંહ—રત્નપુરના મહારાજા, તેમનો નાનો ભાઈ દાજીસિંહ સેનાપતિ હતો, તે પોતાની સ્ત્રી અસુયાના સમજાવવાથી લશ્કરને ફેરવી પોતાના હાથમાં લઇ રત્નસિંહ મહારાજના સરદારોને કેદ કરી મુખ્ય સરદાર પ્રતાપસિંહનું ખુન કરે છે; તેમ રત્નસિંહ મહારાજને પદભ્રષ્ટ કરી ભરતવનમાં મોકલી દે છે. ત્યાં તેઓ વાનપ્રસ્થ આશ્રમમાં રહી દીવસો ગુજારે છે અને દાજીસિંહ રત્નપુરનો રાજા થાયછે.

રમા—રત્નસિંહની પુત્રી, તેની સખી શોભના દાજીસિંહની પુત્રી છતાં તે બંને વચ્ચે સગી બહેનો જેવો સાચો પ્રેમ હતો, તેથી દાજીસિંહે રમાને રત્નસિંહની સાથે ભરતવનમાં ન મોકલતાં થોડા દિવસ માટે શોભના પાસે રહેવા દીધી હતી. દરમ્યાન દાજીસિંહના દરબારમાં પહેલવાન છોટમ અને રણજીત વચ્ચે મલ્લ કુસ્તી થાય છે, તેમાં રણજીત વિજય મેળવે છે. પરંતુ રણજીત શત્રુનો પુત્ર હોવાથી દાજીસિંહની તેના પર વધારે ઇતરાજી થાય છે; તે મલ્લયુધના સમયથીજ રમા અને રણજીત વચ્ચે પ્રેમ બંધાય છે. દાજીસિંહ રમાને શોભનાથી જુદી પાડવા ઘણો પ્રયત્ન કરે છે પરંતુ શોભના એક ઘડી પણ તેના

છૂટી રહેતી નથી; અંતે પ્રપંચથી દાજીસિંહ રમાને રાજદ્રોહી ઠરાવી દેશનિકાલ કરે છે; તેથી શોભના અ[illegible]મા વેશ બદલો કરી જંગલી નામના વિશ્વાસુ હજૂરી સાથે છુપી રીતે ભરતવનમાં નાશી જાય છે અને ત્યાં ભરવાડનો ધંધો અખત્યાર કરી પુરૂષ વેશે જંગલમાંજ રહે છે. છેવટ ત્યાંજ રમા રણજીત બંનેનો મેળાપ થાય છે.

રણજીત—સરદાર પ્રતાપસિંહનો પુત્ર તેને રમા સાથે સાચો પ્રેમ બંધાયો હતો, તેથી જંગલમાં ગયા પછી તે ઝાડે ઝાડે રમાની સ્તુતીનાં કવિતાઓ લખી લટકાવતો અને પાંદડે પાંદડે રમાનું નામ લખી દિવસો ગુજારતો; તે વાતની રમાને ખબર પડતાં તે તેને પુરૂષના વેશમાં આવી મળે છે; અને વારંવાર તેના પ્રેમની કસોટી કરી તેના મનનું શાંતવન કરે છે. છેવટ રત્નસિંહ મહારાજને મળી રમા પોતાનું ખરૂં સ્વરૂપ જાહેર કરે છે, તેથી રત્નસિંહ મહારાજ ઘણી ખુશીથી રણજીત સાથે રમાનો હસ્તમેળાપ કરી આપે છે.

દાજીસિંહ—રાજા થયા પછી તે અન્યાય કરે છે અને પ્રજા ઉપર જુલમ ગુજારે છે. અનેક પ્રકારના નવા નવા કરો નાંખી પ્રજાને નિર્ધન કરી તેનું વિત ચૂસવા માંડે છે, તેથી પ્રજાજનો અને સરદારો ઉશ્કેરાઇને બળવો કરે છે અને દાજીસિંહને પદભ્રષ્ટ કરી રત્નસિંહ મહારાજની આણ વર્તાવે છે. દાજીસિંહ ત્યાંથી નાસી રખડતો રઝળતો મહા દુઃખી થઇ અંતે ભરતવનમાં આવે છે, ત્યાં રત્નસિંહ

મહારાજ પાસે ક્ષમા માગે છે અને પોતાના પાપનો પશ્ચાતાપ કરવા ત્યાંજ રહે છે.

**હઠીસિંહ**—પોતાના ભાઈ રણજીતના સદ્‌ગુણોની હમેશા ઇર્ષા કરતો, છોટગને પણ તેણેજ ઉશ્કેરી રણજીત સાથે કુસ્તી કરાવી તેનું કાટલું કાઢવાનો ઉપાય કર્યો હતો, પરંતુ તેમાં રણજીતનો વિજય થવાથી નિરાશ થઇ છેવટ રણજીતના ઘરને આગ લગાડવાનો નિશ્ચય કર્યો, પણ તે વાત હીરા નામના જૂના અને વૃદ્ધ નિમકહલાલ નોકર મારફત જાણવામાં આવતાં તે હીરાને લઇ જંગલમાં નાશી ગયો. બીજી તરફ રમા અને શોભના પણ છુપી રીતે નાશી ગયાં હતાં, તે વિષે દાજીસિંહને એમ શક ગયો કે 'રણજીત રમાને ફોસલાવી નશાડી લઇ ગયો હશે.' તેથી તેના મોટા ભાઇ હઠીસિંહ પર નારાજ થઈ તેનો ગરાસ કબજે કરી તેને રણજીતની શોધ કરવા મોકલે છે. દરમ્યાન જંગલમાં એક પ્રસંગે હઠીસિંહ સિંહણ તથા સાપના પંજામાં ફસાય છે, ત્યાં રણજીત અચાનક આવી સિંહણ તથા સાપને મારી પોતાના મોટા ભાઇનો જીવ બચાવે છે. બંને ભાઇઓ ખરા પ્રેમથી પરસ્પર ભેટે છે ને હઠીસિંહ પોતાના અપરાધોની રણજીત પાસે ક્ષમા માગે છે.

**રણધીર**—દાજીસિંહને પદભ્રષ્ટ કર્યા પછી રત્નસિંહ મહારાજની શોધમાં ભરતવન તરફ આવે છે, દરમ્યાન તેનો શોભના સાથે પ્રેમ

બંધાય છે અને તે જોડું પણ છેલ્લે રત્નસિંહ મહારાજના હાથથી જોડાય છે.

**જંગલી**—જ્યારે રૂમા અને શોભના નાશી છુટયાં ત્યારે એક નિમકહલાલ ગમતી નોકર તરીકે તે વનમાં તેમની સાથે આવ્યો હતો. તે જંગલમાં એક જાના નામે ભોળી ભરવાડણ સાથે પ્રેમ બાંધે છે, અને તે જોડું પણ અંતે મળે છે.

**ભીણી**—એ પોતાના રૂપનું અભિમાન ધરનારી એક છટેલી ભરવાડણ હતી, તેના પર નાંજા નામનો ભરવાડ આશક થાય છે, પણ ભીણી હમેશાં તેનો તિરસ્કાર કરી પુરૂષના વેશમાં તેજ જંગલમાં રહેતી રમા પર આશક થાય છે, રમા યુક્તિ અને સમજૂતીથી ભીણીને નાંજા સાથે પરણાવે છે.

**રૂખડ ને ભગો**—એ બંને ભલા દિલના ભરવાડ હતા, જ્યારે રમા ને શોભના વેશ બદલી ભરવાડનો ધંધો કરતી ત્યારે આ બંનેને પોતાના સાથી તરીકે નોકર રાખ્યા હતા. તેમાંનો ભગો જાનાં પર આશક થયો હતો, પણ તેના હરીફ જંગલીએ તેની મશ્કરી કરી, તથા ધમકાવીને તેમ કરતાં અટકાવ્યો હતો.

**રત્નસિંહ**—મહારાજ ભરતવનમાં જ્યાં સાધુ જેવી જીંદગી ગુજારતા હતા ત્યાં છેવટ સૌ ભેળાં થઇ જાય છે; ને ચારે પ્રેમી દંપતી

[રમા રણજીત, શોભના રણધીર, અને નાંઝાનો તથા મીણીનો] હાથ તે દયાળુ મહારાજા મેળવી આપે છે. દરમ્યાન હાજીસિંહ પણ ત્યાંજ આવી મારી માગે છે. અને તેજ વનમાં અંતપર્યંત પોતાના પાપનો પશ્ચાતાપ કરતો રહે છે સૌની પ્રીતિ અને આગ્રહથી મહારાજા રત્નસિંહ રત્નપુરમાં આવે છે અને "રમા રણજીત"ને પોતાના વારસ ઠરાવી રાજગાદી સોંપે છે.



## રમા રણજીત નાટકનાં મુખ્ય પાત્રો.



રત્નસિંહ..................રત્નપુરના મહારાજા.

પદ્માવતી.......................તેના રાણી અને રમાની જનેતા.

રમા...............................તેની પુત્રી.

દાજીસિંહ..................રત્નસિંહનો નાનો ભાઇ અને સેનાપતિ

અનુસુયા....................તેની સ્ત્રી.

શોભના....................તેની પુત્રી અને રમાની સખી.

પ્રતાપસિંહ....................રત્નસિંહનો નિમકહલાલ સરદાર.

હઠીસિંહ....................તેનો મોટો પુત્ર અને રણજીતનો ઓરમાન ભાઈ.

રણજીત....................સરદાર પ્રતાપસિંહનો વચ્ચેટ પુત્ર.

રણધીર....................રણજીતનો નાનો સહોદર ભાઇ.

હીરો.......................પ્રતાપસિંહનો નિમકહલાલ વૃદ્ધ નોકર.

છોટમ.......................એક પ્રખ્યાત તાલિમબાજ—પહેલવાન (મલ્લ).

જંગલી....................મહારાજ રત્નસિંહનો રમુજી હજુરી.

માવજી....................રાજાનો પાસવાન (ખવાસ).

રૂખડ
નાંજો ……………… ભરવાડો ( જંગલમાં રહેનારા. )
ભગો

જાનાં
મીણી ……………… ભરવાડણો.

ઉદાસી……………… એકઆવો.

પ્રજાજન, નાયકાઓ, પ્રધાન, સેનાપતી, દાસ દાસિયો વગેરે.



॥ ॐ तत्सत्परमात्मनेनमः ॥

श्री

# स्मा रणजीत नाटकनां गायनो.

१

રંગ ભૂમી રૂપી જગના નાયક,
તુજ પ્રતી, શુભ મતી, ધરી કરૂં વિનતી,
લઘુ રંગ ભૂમી આ દીપાવો સહાયક—રંગ.
જીવો સૌ તારા પાત્રો બહુરૂપી બની વિચરે,
ફરી ફરી ફુલિસમ, મરે અવતરે,
શું થાય તે તુજ પદ લાયક— રંગ.
ધૃતિ ક્ષમા સત્યધી શ્રી વિદ્યા વિનય,
જયસય સ્વરૂપ સુચવવા યત્ન કરૂં હું,
જાણી ઉરે, તુંને યશ દાયક— રંગ.
કાવ્ય છંદ ભેદ રસરૂપ ન જાણું લવ હું,
વાધ ગુરૂ તણા પ્રીય પ્રસાદ વડે,
ગાઉં તુજ ગુણ થઇ ગાયક— રંગ.

૨

મને ખોટું ન સમજાવો, ભરૂ સે ભુલ ખાઓ,
અબળા જાણું શું વદું હું, ગમે તેવો વખાણો;
પણ પીત્રાઇ ન હોય સારો, મને.
ખરૂં કહું છું સ્વામી મારા, સૈન્યની સત્તા,
સોંપી તેથી નકી થાશે પસ્તાવો. મને.

૩

એનો જાશો જ્યારે, (૨) પતી ઘેર પરણી,
સ્વામીના કુળ વાસમાં;
જ્યાં ઝુલવણી. (૨) ઝુલાવે ભલી ભાતે,
પાડી વિલાસમાં;
ઢીંગલા ઢીંગલી રમતાં કેવી, બહુ રમતું જોશો ત્યાં તેવી,
સંસાર સાર સમજો એવી, એનો.
સ્વામી સૈયર સરવે વિસરાવે, પીયરીયાં પણ યાદ ન આવે,
પતી પ્રેમ સરીતામાં નવરાવે, એનો.

૪

મન મ્હેલે પીયુને હું તો, દઇશ ઊતારો,
વૃત્તિ દાસીઓ પ્રેરીશ, સામે હજારો;
પછી થઇશ હું હાજર પોતે, સજી દીવ્ય શણગારજો,
રહી લાજમાં હાવ ભાવથી, બાંધીશ પ્રીતી તારજો;
સતી તણો આ ઊપાય સારો, કંથ ભેટશે કરગ્રહી મારો,
પછી હું અર્પીશ પુષ્પીત હારો, [૧] મન મ્હેલે.
નયન નમનથી હરીશ મન હું, ગાઇશ પતી ગુણ ગાનજો,
ભાન ભુલે જેમ દાન રજનીનું, તેમ લગાડીશ તાનજો;
રતી કામનો જેવો ધારો, તેમ ગણીશ પતીને હું પ્યારો,
કરીશ નહીં પળ દ્રગથી ન્યારો, [૨.] મન મ્હેલે.

૫

રાજવીર રહ્યા રાચતા, અન્ય વિચાર મહીં;
કોઈ શીખ્યા કવિ કામ, કોઇ થયા સઈ રાજ.

સારંગીના સુર એદા, રાજમાં સભારે;
હારમોનીયમ વગાડી, વખતને વિદારે  રાજ.
ફેશનમેન કોઇ બના, ફરે ફાંકડા;
કેશને સમારી વાળે, મુછ આંકડા  રાજ.
કહો એ દેશનો ઉદ્ધાર, શું કરે;
પ્રજા બિચારી બાપડી, ભલે ને રોઈ મરે  રાજ.

૬

પડયા રહે પહેલવાન, અખાડામાં પડ્યા રહે પહેલવાન
રાતામાતા ખાઇ પીને, એરમસ્તા સુભાન—  અખાડામાં.
અભણુ આળસુ ઓળખવાની, કુસ્તી છે નિશાન.—અખાડામાં.
રાત દીવસ ખાઈ બગાડે, જોર જમાવીને ધાન—અખાડામાં
રણમાં રમશે એ શું ગોધા, એક ઝટકાનાં બાન—અખાડામાં

૭

એકજ કુળના ઓછા શું શુરમાં, જુવો, જુવો,
સમજાવીને હું તો હારી, જુવો, જુવો, જુવો,
સર્વ સૈન્યના ધણી તમેછો, શાને માટે નીચા નમોછો,
એ રાજાની કેવાય નારી, હું પ્રઠાયાની બીચારી.  જુવો. (૩)
રાજા થઇને બેસો પ્યારી, મનોરથ મનના પુરો મારા;
જેઠાણીના જોઉં ખુવારો, ઓલાય દાઝ ત્યારે મારી. જુવો. (૩)

૮

અકળ કળા છે કરમ તણી, શીદ ભડકો છો ભરથાર,
પલમાં મેરૂ તરણું પલટે, રાય રંક થનાર.  અકળ.
પીત્રાઇઓનો વૈભવ જોઇને, રાત દીવસ બળનાર,
શાંત કરો હવે સ્વામિ મારા, અહી હસ્ત તલવાર.  અકળ.

૯

શુંનીર્મળ જળની તલાવડીમાં, ઉઠયો આજ તરંગ
રતુ બદલે છે રંગ વાવીધ પણુ, રમા ન બદલે રંગ,
રમા શોભના વચ્ચે બાંધી, દોરી પ્રેમની સાવ સળંગ,
તોડી તે નહીં તુટે માજી, થશો ન આશા ભંગ. શું.
સોનું શું કદી થવાનું શ્યામ, વદો શું આમ (૨)
તન જુદાં પણુ નથી જીવ જુદા, બેનો એક ઉમંગ. શું.

૧૦

દીસો કીરતાર ગુણુના ભંડાર ઉદાર આ [૭]
નિતિ તારી, નિહાળી, વિચારી, અનિકારી દરબારી.
સ્વિકારી સત્તા તારી સો.
બંદીજન રહ્યા પોકારી, જશ કીર્તી ઊજવળ વાળી,
શત્રુજન નીહાળે, શીર અરપી પદ પંપાળે,
કર્તુ અકર્તુ તુંમા......પ્રભુતા નીરાળી. દીસો.

૧૧

ધર્મ મુર્તી છો, નીતીવંત નૃપતી અવીચળ રહો,
સર્વ ગુણુના જ્ઞાતા, પ્રભુની ઉપમાને યોગ્ય છો ધર્મ.

૧૨

બેનીરે, જો વિચારી, સ્થિતિ તારી;
થા માંરે, અકારી, થઇ મારી;
આહીં રે તું વાલી મારી, મારી સાથે છે ખુવારી,
વાહરે વાહરે શીખં સારી દેવા, બેઠી બહુ બીચારી,
જખમકારી, કયાં જાય મારી બેની.

બાપુ મારા આંખી મારે, માનું નહીં કોઈ કાળે,
પ્રીત પ્રકાશી, તેતો ખાસી બાપુ તારા દેશે ફાંસી,
તોય બેની ન થાઊં ન્યારી બેની.

૧૩

બાપુ બને નહીં, એવું બને નહીં, નથી હું કન્યા કછોરૂ,
રાજ ઇચ્છતી નથી, લક્ષ્મી લેખતી નથી, પ્રેમ પેખતી,
આવું સાથ. બાપુ.
રાજકુમારો જ્યાં રહી, ત્યાં રહું રંક સમાન,
ધીક ધીક જીવતર એ હજો, દુશ્મન વેર મેમાન.
એથી મરવું ગણ્યું હું સારૂં, રાજભુવન આપ વિના,
અકારૂં કાકાનું કર્મ જોયું મેં નઠારૂં—શું જોઇને.
આંહી રહેવા વીચારૂં, છોડી પીતુ મારા—બને.

૧૪

જુવે જગદાધાર દયાળ, ન્યાય કરશેરે.
પુર્યાં ચીર દ્રૌપદીને અપાર, સહાય કરશેરે,
દગો દીધો નીજ ભ્રાત, થઈ કજાત, નહીં જરસેરે,
નીત્ય જાણ્યું છે પ્રભાત, પડશે રાત, દી ફરશેરે;
પાપનો બદલો જ્યારે પુરો ભાળશે.
રાંજરૂપી વહાણ જોશુ કેમ તારશે,
બર દરીએ બોળશે,—જુવે.

૧૫

આવો આવો દાસી, તજી ઉભાં ઉદાસી,
આવો આવો રાણી જુવોરે,
હુકમ ફરમાવો, દાસી હજારો,
આજ્ઞા મારી હવે હોંસે ઉઠાવો. આવો.

વધાઈ મનાવો, દુવાઇ ફેરવાવો.
મોતીના ચોક મન માન્યા પુરાવો. આવો.

૧૬

વાહરે ઠકરાણી, થયાં મહારાણી,
ધરે ધર ગવાણી. વાહરે.
રતી લજવાણી, બીજાં ઇંદ્રાણી,
રાજા જેવાં રાણી. વાહરે.
મહારાણી પદ પામીયાં, તોં શોભો બાઇ
અમને તો એમ ભાસેછે. તમે કરશો રૂવાઇ,
પ્રજા હરખાણી, ભૂમી ભરમાણી,
ભલાં પધાર્યાં મહારાણી. વાહરે.

૧૭

મહારાણી માજી થયાં ખરાં પટરાણીં,
અંતે સત્ય વીજય.
કાકાનું છત્ર છીનવી છાનું હરખાણી,
અંતે સત્ય વીજય.
સુકીર્તી અવીચળ અવનીમાં ચંદ્ર સુર્ય,
સરખી ઝળકે. અંતે.
પરમ પૂન્યશાળી પ્રથ્વીમાં અખંડ
ધ્રુ જેવા ચળકે અંતે.
દ્યુત રમાડી પાંડવને જેમ કૌરવ નાર ફુલાણી,
થયાં ખરાં પટરાણી. અંતે.
કુળ કલેશમાં કોણુ કમાણું, રાવણ લંકા
રોળાણી. અંતે.

વાણી સુથી ાથી પલટયો તો માર્યો
સારંગપાણી. અંતે.
પરધન પરદારાપર દ્રષ્ટી ભરવાની એંધાણી,
થયાં ખરાં પટરાણી. અંતે.
સોપો ગાદી પાછી માનો શાણી. અંતે.

૧૮

બુરૂં થવા બેઠું છે નીશ્ચે તારૂં
યાદ રાખજે વચન આ છેલ્લું મારૂં બુરૂં.
રૈયતને રંજાડી મારે, નવા નવા કરથી નવરાવે,
ઇશ્વરી બક્ષીસ તારી ઠરાવે, દુષ્ટ દીવાન એ ખોટું
ભમાવે, શું પુરવ પૂન્ય પરવાર્યું બુરૂં.
ખરો ખજાનો પ્રજા આબાદી રૈયત રાજી તો છે ગાદી,
ધર્મ ચુકે તું તારો અનાદી, રાજ સતાથી થયો પ્રમાદી.
જાણુ રાજ જાનારૂં. બુરૂં.
અમલ આંધળો શીદને ભુલે, રાજ દંડ લઇ મનમાં ફુલે,
પ્રજા પલટી તો ચઢીશ ચુલે, પછી વળશે નહીં ચક્ષુ ખુલે,
સત્ય વચન આ મારૂં. બુરૂં.

૧૯

રસીકા રસીયાને રંગે રંગવારેં, શીખ આવું આવું રે,
સુખમાં નહીં કદી છલકાવું, સંકટ સમે નહીં જરા
અકળાવું રે રસીકા.
નવલ નવલ લીલા વડે, કરવો નીજ વશ નાથ,
મંદહાસ્યથી મન હરી, વસવું નીશદીન સાથ;

૧૯

કર્મે વચન મન તણો ન ભુલવો પ્રકાર,
સજવા શરીરે સખાં શોળ શણગાર;
મધુર વચન માન રતી, વશ થશે એ ત્રણથી પતી,
મધુપન શું ચહે માલતી, તારે પણ માલતી;
મધુકરની પાસે થઈ જાવુ રે | રસીકા.
કટી લચકતી સીંહ સમ, હંસ ગતી સમ ચાલ,
વક્ર દ્રષ્ટી બે નયનની, કસ્તુરી તીલક કપાળ;
કહેની આ પાશમાંથી કેમ છુટે કંથ,
ગ્રંથ ગુંથે ગુણનો ગુણી, પેખે જો આ પંથ;
આવી કળાઓ જે નહીં જાણે,
રૂપ છતાં સુખ તે કેમ માણે;
મદ ભલે અંતરમાં આણે,
સાચો વશીકરણનો આ મંત્ર છે રે;
સાધી તે હરખાવુ રે | રસીકા.

૨૦

ધન્ય યુવક રણજીત, નામ દીપાવ્યું,
મોટા મલ્લનું માન તેં મુકાવ્યું | ધન્ય.
શુરવીર ને ધીરવીર તું, (૨)
રસભરી, મનધરી, જોઇ ચાતુરી | ધન્ય.
ચીત્ત હર્યું તેં કુસ્તીમાં, હરતી હણ્યો મસ્તીમાં,
સુંદર સ્થાન શોભાવ્યું | ધન્ય.
શું તુંને આપું, કેમ કરી માપું,
ખરેખરી, વશ કરી, પ્રેમ પુતળી | ધન્ય.
અરપું માળા કદર કરી, હ્રદય સ્થાન દર્શી વળી,
પ્રેમ પાત્ર પરખાવ્યું | ધન્ય.

૨૧

ઉભીરે ઉભીરે બાળા, ફુભીરે ઉભી,
ચાલી કયાં ચાલી કયાં, મારૂં ચીત ચોરી કયાં;
બોલી શકયો નહીં તેની આગળ, બોલાવા તે બહુએ મથી,
જીભ દબાઇ મારી એથી, શરમ તણા ભારે અતી—ઉભી.
નર છતાં નબળો અબળાથી, થયો પરાજય મારો માનું,
કુસ્તીબાજ તું શોક છોડને, દાસ કરી ગઇ તુજને બાનું ઉભીરે.

૨૨

શું રે પુછો પાછા ખેલ રમનાર, (૨)
શત્રુ સહીત તમે કર્યો પરાજય, કુસ્તીના કરનાર—શું રે.
અંતરથી શું અદકું આપું, મારો હૈયાનો હાર—શું રે.
મેળવશે જો હરી ફરી તો, મળશું બીજી વાર—શુરે.

૨૩

રૂસણાં મુકોરે હો જાના, જેવાં કહો તેવાં કરૂં હું વાનાં.—રૂસણાં.
હું ગોપી તમે થાઓ જો કાના, વિના માનું નહીં બીજાં બાનાં—રૂ.
કાંધે લઇ મને ફેરવો છાના, જમનાને તીરે ગોપી લઇ
ફર્યા કાના.— રૂસણાં.
આવો બેસો થાકું ઘોડો તમારો, લગામ વીનાનો જુવો
રમનારો.
થન થન નાચો કામ કોતલ ઘોડા, પ્રેમ ઘેલછામાં
આસો જોડા.
ઉતરો હેઠે નથી તમે નાનાં, ભગતના પ્રાણ જાયછે હવે
જાના— રૂસણાં.

૨૪

રમા રમાડું ભવ સારોરે,
પ્રસન્ન થાય જીવ મારો. (૨) રમા.
વિજળી ગઇ ચમકારો મારી,
ઉગરવાનો નથી આરો [૨] રમા.
હાર અરપીએ હરી ગઇ જીવન,
ઝુરી ઝુરી મરનારો. [૨] રમા.
મળે અગર એ નહીં મળે તોપણ
રમા રમા જપનારો. (૨) રમા.

૨૫

ઉતમ જનમાં ઝેર પડાવે, જર જમીન જોરૂ,
સંપીલા વસતા જોયા જ્યાં, છે કોરૂં મોરૂં.—ઉતમ.
સહોદર બે વીર, પઇસા સાટે શીર,
ભાઈ ભાઇમાં એક બીજા પણ, કરે કાળું ધોળું.—ઉતમ.
સ્વારથની બાજી, પઇસામાં પુતરાજી,
મસ્ત બનાવે માયા જગમાં, લડે પીતા છોરૂ.—ઉતમ.
ધનવાનોને ઘેર, રહે સર્વમાં વેર.
રંક બીચારા હળી મળીને,રહે કુટુંબ ભોળું.—ઉતમ.
પરને કરી ફકીર, પોતે બને અમીર,
દુરજન મનમાં જાણે નહી જે, મોત ઉભું ઓરૂં.—ઉતમ.

૨૬

એણે ભાન ભુલાવી, મારી સુધ્ધ વિસરાવી,
કરી પરવશ રણજીતે, કુસ્તી હરાવી.—એણે.

મારા મનના અંકુર, થયા વીરહે વ્યાકુળ,
કર્યાં કામે ચકચુર, ચિતથી ચળાવી,
ચતુરે ભમાવી કુસ્તી બાજે મનને,
કુસ્તી કરાવી—પ્રેમ સાથે મને ગયો
એ લડાવી.—એણે.

૨૭

ખોંખાર્યા ખરે નહીં બાઇ, એવાં એ ભગાઇ,
વસ્ત્રે હોત તે કાઢતં ક્ષણમાં, આ તો ખુંચ્યાં છે,
મારા મનમાં ઘર કરી રહ્યાં હ્રદયે વાલી
તન ઉપવનમાં.—ખોં.
તનના કાંટા કાઢવા કઠણ છે. કાંટા આનો પ્રેમ તણા
મનમાં ખુંચ્યા તે કેમ કરી ઉખડે ઉંડાં મુળ ભરાણાં.—ખો.

૨૮

ચુપ ચુપ બોલ નહીં, ગુસ્સો ચડે છે મુને.
રાજદ્રોહી પ્રતાપનો, પુલ ગમ્યો શું તુને;
રમાના ગળાનો હાર, પેરે શું એ બદનામ,
ચાલી જા તું છોકરી, નથી મારે તારૂં કામ;
લાચાર, લાચાર, નમસ્કાર, નમસ્કાર, હજાર વાર.

૨૯

બાપુ નાં આવું ઘટે, બાપુ નાં આવું,
બળીને બાળોમાં, મરીને મારોમાં—બાપુ
કારી ઘા કારી ઘા, કન્યાને કેરોમાં,
કર્યો નથી આપનો દ્રોહ, બાળા તમારી બન્ને રહી;
ગણો ન જુગારો, મનમાં વિચારો, આવું ન ઉચારો—બાપુ.

૩૦

નીરાંતે શોધશું સ્વામી શુરાને,
સ્વામી શુરાને પ્રેમી પુરાને—નીરાંતે.
વને વીચરીને પાળું મારો કોલ,
જઇ મળું હેતે હવે નગુદલ વીરાને—નીરાંતે.
કડવાં વેણ કહી કર્યો કાકે તોલ,
દીપાવી દીધા ગુણીયલ ગીરાને—નીરાંતે
અધર્મથી તે અંધ બનીને,
ફેંકી દીધો હાથ આવ્યો હીરાને—નીરાંતે.

૩૧

ભૂલાવ્યા ભૂપને વિપરીત ભાવી,
આ શી ઓચીંતી મતી ફેલાવી;
કદળી કચરતાં દયા નાવી—ભૂલાવ્યા.
નગર છોડતાં લેશ પણ, થતો નથી મને ખેદ,
વિયોગ તમ સૈયર તણો, એ મનમાં ઉદવેગ;
સર્વે મળી અમે સાથે આવીશું,
વિપરીત સ્હેવા અહીં નહીં રેશું;
સારૂં થવા આ આફત આવી—ભૂલાવ્યા.
રહો સહુ સંપી અહીં, જઈશ હું એકલી આજ,
સ્વતંત્ર ભૂમી સેવશું, નથી જોતું આ રાજ—ભૂલાવ્યા.

૩૨

શુણો શાણા વનવાસી, આવો ઓરા તમે,
વાત શુણો એક, સુખ દુઃખના છો પ્રવાસી;

સંસારનારે વિલાસી, રાજભુવનના,
મોટા દમામનાં, જીવનથી જુઓ આ તપાસી;
સુખ શાંતી અહીં ખાસી—શુણો.
દવેશ ઇર્ષ્યાના દરબાર કરતાં, તપોવન
સદા હુલ્લાસી, આંહીં કદી નહીં ઉદાસી;
મનુષ્યોનાં કર્મોમાં લખેલું, ભોગવીએ
તેવી રાશી, બુદ્ધી સદા સુભાષી;
રૂતુ તણા ફેરફાર ભોગવીએ, વિના અહીં નહીં ફાંસી-શુણો.

૩૩

છું ક્ષત્રી પુત્ર ઉપકારી, આ સાથે નોકર હીતકારી,
જીંદગી મારી, દરબારી, રત્નસીંહ મહારાજ
તણી કરી સરદારી—છું ક્ષત્રી.
અધીકારી રત્નસીંહના, પ્રતાપસીંહ પ્રખ્યાત તાતનો,
તેહ તણો હું વચ્ચેટ પુત્ર છું, અનરૂણી નૃપનો ભારી.-છું ક્ષત્રી
તાત સ્વર્ગે સીધાવ્યા મારા, રત્નસીંહ પદભ્રષ્ટ
બીચારા, દાજીસીંહે દવ ફેલાવ્યો, બચવા
બન્યો છું વનચારી—છું ક્ષત્રી.

૩૪

થાકી ગયાં હવે જંગલી ભાઇ, વિસામો અહીં લઇએ;
ભૂખ તરસથી ભામની અમે, મરીએ શું તુને કહીએ;
બેન તું મારી હીંમત હારી, બેસીએ ક્યાંઇક મળે જો વારી,
મારા માટે તું થઇ દુઃખીઆરી, નહીં તો અહીં કેવી રાજકુમારી;

એ શું બોલી બેની સંગે, સુખ દુ:ખ સહીએ,
ઓછું આવે આથી મને, જુદાં કેમ રહીએ—થાકી.

૩૫

ચાલો જુઓ ધંધો ભરવાડનો,
દુધ દહીં ઘી ઘેશ જાડી છાશ, પરોણાની બરદાસ;
જુઓ કેવી કરે ભરવાડણું—ચાલો.
લીલા લીંબડાની છાંયમાં વાસ (૨) વચમાં ન ફાંસ,
રૂડું દીઠે ગાડરથી આંગણું—ચાલો.
ઉન ઉતારીએ છ માસ (૨) છૈયાં છોકરાં હુલાસ,
થાય ભેળુ વાડે આખું રાવણું—ચાલો.
ગળ સોખાની દટ દઇએ ખાસ (૨) ભસે કુતરાં અવાસ,
પરાયું પેહેજો પામણું— ચાલો.
વાહ વાહરે ભરવાડ ભુત (૨) જંગલી ચુપ,
દુધ દુવે હોંસે ગોવાળણું—ચાલો.

૩૬

વૃક્ષે વૃક્ષે વૃક્ષે, તારૂં કોતરૂં રમા પ્યારૂં વૃક્ષે નામ,
લટકાવું પ્યારી પ્રેમ કવીતા, અરપું વાચા, વદશે ગાથા
ઉંચા આ વૃક્ષો, તનથી, મનથી, રણજીત,
કોતરે ઠામે ઠામ.—વૃક્ષે.
સુંદરતા શ્રષ્ટી તણી, એકઠી કરી તમામ,
રમા બનાવી તુજને, પૃથ્વી ઘડયા ચન્દ્રને ભાણુ,
મુખારવીંદ, લાજે જોઈ ચંદ, લખું કેવા છંદ,
ગતી મંદ મંદ, આપે આનંદ, આનંદ આનંદ,
આનંદ આપે રમા રસીલું નામ. વૃક્ષે.

૩૭

રણજીત છે પ્યાસીરે, નીરખુ રમા ક્યારે રઢીયાળી,
આંખો અણીયાળીરે, મારી રમા રમણુ કરનારી.—રણુ.
હે નો ભેળા મળી સરને, રચી રમા તુંને ખાસ,
ક્યાંથી મળે એ મુજને પંકજ, કલ્પ વૃક્ષ પેદાસ.—રણુ.
મનની વેદના વદું વને વન, પવન જાણે મમ પીડ,
સંદેશા શ્યામાને જઇ કે, જપતો રમા રણજીત.—રણ.
રમા રમા રોમે રમે રમા, રટણુ અન્ય નથી બીજું.
મરણુ પર્યંત મળે નહીં તો, જન્મ ફરી ધરશું.—રણુ.

૩૮

રમા રમા રહી જપતી જીવ્હા મારીરે,
લગાડી લે રમા તેં તો રણજીત ચિત્તને;
નથી દશે દીશામાં રતન તુંજ સમુ રે રમા કોઇ,
મુરતી તારી અંતરમાં મેં ધારીરે—લગાડી.
જગમાં જડે નહીં જોડી તારીરે, ગોતી વળ્યો
ગામે ગામ વન વીસને,
સુંદર ચીત્રમાં જોઇ વળ્યો તુંને, પુરી નહીં
આશને, તારી કવીતા કરી કાઢું દીવસ
દુઃખ હારી રે—લગાડી.

૩૯

શાને આલી મદઘેલી શરમાતી સમજી ગઇ શું સાનમાં,
મનની મેલી બહુ બહેકેલી બાળા, ઝુકતી શું બેભાનમાં;
લટપટ કરતી, બડબડ બોલે, ભરજોબનના તાનમાં,
ગોરી મનની, ચોરી પકડી તારી, ચડી નવીન તોફાનમાં;

નાનકડી જારે, જારેકે, જારેકે,
લાજું લાડી, વાહરે, વાહરેકે, વાહરેકે—શાને.
આલીઓ તરૂણ બાળા, કરે શું ચળેલ ચાળા,
કરમાં લઇ કુસુમ માળા, રીઝવ રણજીત રૂપાળા;
બનાવે સતાવે શાને સમજુ થઇ,
પેચોટી પકડે પટ સમજી ગઇ;
એ એ એ બોલે શું. એ એ એ ડોલેશું,
રસીઓ મળતાં અકળાએ શું થાએ, ચાલો રહીને માનમાં—શાને.

૪૦

સમજી મુને અલબેલી, આવો નિત્ય કરવા કેલી,
રણજીત હૃદયની વેલી, બની બેસું ખીલેલી;
પ્રણય મનાવું, નીત્ય આવી રીઝાવું,
જંગલ જગાવું, પ્રેમી પુરો બતાવુ;
વિલંબ થશે તો વેલી, નીશ્ચે જાણો સુકેલી,
રમા હૃદયના બેલી, જોજો દેતા ધકેલી;
રટું રમાને, કેમ ભૂલું હું તુંને,
દરદ મટાડે, થાય શાંતિજ મુને;
દવા છે પહેલા વહેલી; પીતાં પડશે મુસ્કેલી.
પછી ચડશે રંગ રેલી, જાણે જેણે પીધેલી,
ચંદ્રને કુમોદની, જળથી જુદાં મીન:
રમા તેમ રણજીતથી, જો વિત્યો એક દીન,
બાજી આવું સંકેલી, અધિરી તું થામાં ઘેલી;
રાહ જોતી ઉભેલી, ગણજો રમા બનેલી.

૪૧

ઘા લાગ્યોરે દલડામાં, ઝુરી ઝુરી મરીએ,
ઝુરી મરીએરે જાના, કયાં જઇ ઠરીએ—ઘા.
ગંગા જમનાને તીરે, ગાડર સોડયાં રેઢાં,
તારી પાસળ પાસળ, દાડી ફરીએ,
અમે દાડી ફરીએ—ઘા
લેરખડો લાડોને લેરખડી લાડી તું
હરખે હરખાં સોડી ફીદ વરીએ;
ભુંડી ફીદ વરીએ—ઘા.
કુંવારાં કામળી ઓઢી એણે ગારી રે,
જાતે જનમારે જીવડા ખડસું સરીએ
જીવડા ખડસું સરીએ—ઘા.
ઘરડો ઘોઝારો ગોતી હું હખ માણવાની,
નેહ લગાડી વછવો નવ કરીએ;
ભુંડી નવ કરીએ—ઘા.

૪૨

વાહરે રંગીલા, અરે વાહરે તારા રંગીલા,
રણજીત રસીયાજી છે કામણગારા;
આલી અલબેલા અરે આલી મારી અલબેલા,
અરજુન અંતરને, પરવેશ કરનારા;
ચુંબી છે મોહક એની, શી........એની,
વાળ છે કાળા એના, શ્યામ.........ફેની;
રામચંદ્રના હોઠ હરનારા, શીતળ કરનારા—વાહરે.
છે એ કાનુડો, અરે સખી મારી કાનુડો,

રણજીત લટપટજી ભરમાવે બાળા,
નાવ્યા નમેરા, અરે નાવ્યા રૂખા નમેરા;
નટવર નંદલાલ નયનના તારા,
દીસે ન પુરો પ્રેમી, છે........કાચો,
સત્યતા જોતી નથી, એ........સાચો;
છાકટા જેવાં વચન પ્રેમીનાં, રંગનાં લવનારા–વાહરે.

૪૩

પ્રેમ વીના પરણે જે નરનારી.
નહીં સુખી તે, થાય દુઃખી તે,
છેવટમાં બને વ્યભીચારી—પ્રેમ.
તમે બધાં જુઓને વિચારી,
આવ્યાં લોક લજ્જાને વિસારી;
ધર્મ મુકીને, કર્મ ચુકીને,
થઇ બુધ્ધિ જાર રમનારી—પ્રેમ.
ખડ ખાઓ નહીં હવે નારી,
પરણ્યા પહેલાં હતી બારી.
મળ્યો કર્મે જે, ધરો મનમાં તે,
થશો સુખી તેથી સંસારી—પ્રેમ.

૪૪

મહી વેંચવા હાલી, હું તો મહી વેંચવા હાલી,
મારગે પલકારા મારતી, ફરૂં ફુલી ફાલી,
જુવાનીયાને નજરે જોતાં, લાગું બહુ વાલી,
પ્રેમ પરખી પરણું હું તો, મોઉં ન ઠાલી માલી—હું.
મીણી માણીગર મરદને, મકર કરડી આંખ,
પોપટ પડયો પ્રેમ પાંજરે, પાળ ગમે તોડ પાંખ,

પાળીએં નહીં અમે પોપટા, ગાડરનાં સારનાર;
અડીએ નહીં અળખામણાને, રહતે પડ તું ગમાર;
હીદને ધકા ખાસ તું ધાયલ, હીદને ધકા ખાસ;
તારા જેવા તો પગ સાટે પણ, દઉં ન તાલીરે—હું.

૪૫

નાંજા રૂડો ઇ દીહતોરે, સોકરોસે અલબેલડો,
નજરેં જુવે જે ગોવાલણ, મોહ મંતર મારે
એ છેલડો.
કડવાં વેણ બહુ બોલતો, તોય મને લાગે ઇ મીઠડો;
ગોરા ગોરા એના ગાલ, જાણે હોય અણદીઠડો,
ગોવાળીયાના નેહમાં, નકી વસે એ કાન,
મૈયારીયું મલપતે મુખે ગાય ગીત ગુણવાન,
થાહે જવાન ઈ ફાંકડોરે—સોકરો.
મારા જેવો મુંસાળો નહી થાય બાંકડો,
એની આગળ તું માંકડોરે—સોકરો.
માંકડા નાસે મદારીથી, તેમ નસાવે તું,
એ નહીં નાસે તારા તોરપર, એ તો નાસું ધાયલ હું;
નાસે તોય તું સાકડોરે—સોકરો.
આંબા આગળ જેમ આકડોરે–સોકરો.

૪૬

સુર ઉગ્યો સોનાનો સુભાગ્ય આજ આજ;
રત્નસીંહ રાય ફરી પામ્યાં શીર તાજ તાજ,
થયું પાપીનું આજે તારાજ રાજ રાજ.
ઘણું જીવો રતનસીંહ માજી મહારાજ—સુર

પ્રજાપર અવીચળ રહો, ન્યાય નીપુણ રાજન;
વધાવીએ સૌ વહાલથી, પુષ્પે ધર્માસન,
ધન્ય ધન્ય ઉત્તમ દીન આજનો, હર્ષે મળ્યો
સમાજ—સુર.

૪૭

રહો અવીચળ રાજાધીરાજ, પ્રજાના કોડ પૂરે મહારાજ,
વીજય વાવટા ફરકાવો આજ, દુર થઇ હવે દેશની દાઝ,
પ્રજાનો નહીં સુણે પોકાર, પાયમાલ થાય તખ્ત તોખાર,
જુલમી દાજીસીંહ થયા તારાજ—રહો.
પુરમાં વરતાવો ઉત્સવ આજે, પ્રજા સતા પરદેશમાં ગાજે,
સ્વાર્થી રાજા ત્યાં પ્રજા નારાજ—રહો.

૪૮

ખરી રમા હું હોઊં તો શું કરો,
બોલ્યા પહેલાં ચુંબન લઉં ખરો;
નહીં નહીં કાંઇ બોલવું જોઇએ,
વીષય જડે નહીં તો ચુંબન લઇએ;
એતો સારૂં સારૂં રે, મુને લાગે પ્યારૂં પ્યારૂં રે,
છટાદાર વકતા વદતાં થુંકે;
પ્રેમી જન તેમ ચુંબન લે છે,
ચુંબન નવ આપે તો શું કરવું;
નવો વીષય આજીજી વીનવવું,
એ તો સારૂં સારૂં રે, મુને લાગે પ્યારૂં પ્યારૂં રે;
માશુક મળતાં સુઝે નહીં, વિનોદ વાત પ્રસંગ,
મુરખ બીજો કોણ તેથી, જાણે નહીં રતી રંગ,

પ્રીત આલીંગનથી નવરાવું,
ચિન્તનાં ચિત્રનું ચીર પહેરાવું;
સ્નેહ ઝુલા પર પ્યારી ઝુલાવું,
એમ કરી કરી ચુંબન કરાવું.
એતો સારૂં સારૂં રે મુને, લાગે પ્યારૂં પ્યારૂં રે.

૪૯

પ્રેમધુની અંગમાં હાં, લલનાને લાલતણી લાગી,
શરદના ચંદ્રની આ રજની રૂડી;
રાસ લીલા રમીએ રંગમાં—પ્રેમધુની.
વૃંદાવને કૃષ્ણ ગોપી રમ્યાં,
તન મનના તાપો સરવે શમ્યા;
વહાલાનાં અમને એ સુખડાં ગમ્યાં,
પ્રેમપંથી જાણે એ પ્રેમને, હૃદય રાગ જામ્યો;
ઉમંગમાં—પ્રેમધુનાં.
વાંસલડી વાગીને હું જાગી, ભીજાતાની,
ભ્રમણા રે ભાંગી તાલાવેલી સુંદર વરમાં;
રે સખી લાગી—પ્રેમધુની.
ચંદ્ર ન ચાલીશ વેગમાં, રસીકને વહાલી રાત,
જો ચાલીશ ઉતાવળો, તો પડશે પ્રભાત;
પીયુનાં દર્શનથી ચંદ્ર કરીશ જો ન્યારાં રે,
પળમાં તો જાશે પ્રાણ, વીરહથી અમારાં રે;
રૂપેરી ચીર ભલે ઓઢયું આ ભુમીએ,
જેથી રહીએ પતી સંગમાં, કરીશ નહીં ન્યારાં રે—પ્રેમધુની.

૫૦

ભટકું હું વનમાં, ભયતાપે તનમાં,
પ્રભુ તપું હું અની, થઇ ગઇ મંદમતી;
રણજીત વીણ નહીં ચિન્ત ચેન રતી,
અટકી પાયગતી, રહેશે શું મનની મનમાં—ભટકું.
યત્ન જો વ્યર્થ જશે. તો શું પરીણામ થશે,
દાજીસીંહ ક્રેધ હા! ઘણો કરશે;
પ્રાણાત્મા હરશે, ગુરૂ છે દુર્જનમાં—ભટકું.

૫૧

રમા જેવા ચાળા રે, કરે નીશદીન, રમા જેવાં ચીન,
કંદર્પ હશે શું પુરૂષ કે બાળા રે—રમા.
રમત રમાડે અનહદ, રમા જેવા જણાવે મદ,
દીશે રમા જેવું કદ કેમ કરી પ્રીછું પદ;
જપું એની માળા રે—રમા.
રમા રમે શું આમ, એતો રહી એને ગામ,
કૃપા કરે જો રામ, મન વાંચ્છીત હામ;
સુધાની એ ધારા રે—રમા.
હારનો દીલાસો દઇ, સ્નેહ નજરે જોતી રહી,
પૂરી પાછી કેતી થઈ, મળશું હરી મેળવે તહીં,
દેખું ક્યારે દારા રે—રમા.

૫૨

રણજીત જાણે નહીં ચિત, રમા રહી છુપી છોગાળા રે—રણ.
પુરૂપ વેશ પરીધાન કર્યો પણ, હૃદયે રહ્યો અણદીઠ,
સારે સરરરરર.—રણજીત.

રાહ જોઇને થાકી બેની હવે તો, નાવ્યો એ પેમ પીડીત,
કેવો અરરરરર.—રણુજીત.

૫૩

અંતરની શી કહું વાતડી બીહારીલાલ,
તમ મારે ગાળી છે મેં જાતડી બીહારીલાલ,
ઘન જોઈ નાચે જેમ મોર, તેવા તમારો
દીસે તોર, વેદના વીરહની કર્યા ભાખીએ લાલ,
ભીતરનો ભડકો કયાં દાબીએ લાલ,
જે દાડે મળ્યાં વૃંદમાં, કળ ન પડે મુજ અંગ,
પટકારી સરખી ફરૂં, તાલાવેલી અનંગ,
બોલ્યું બીજાનું ગમે નહીં નંદલાલ,
મારા તો પ્રાણ જાય, તમ વીના સુખલાલ,
કાપો નહીં પ્રીતડીની કોર, અબળાનું શું ચાલે જોર.—અંતરની.
કયાં સુધી આતુરતા, રાખું હું ઘનસ્યામ,
ઘરમાં કે મુને આંગણે, ભણકારા તમ કાન,
મનમાં; તનમાં. (૨) સ્નેહ મુંને પીડે થઈ નઠોર,
શાણા થઈ થાઓ શું કઠોર, રંગમાં રમાડો
હવે રાતડી બીહારીલાલ.—અંતરની.

૫૪

જણાવો જઇ અથ ઇતી, રણુજીતને આ વીતી,
પાઠ ભજવ્યો રમા જેવો.—રણુજીત.
સુવાણુ પુછી છે તમને, અધીરાં કીધાં છે અમને,
કેજો તમમાં ધ્યાન ધ્યાન મારૂં.—રણુજીત.
દર્શનમાં ઢીલ થશે તો, રમારૂપી ટળવળશે તો,
જોયું જેવું જ્ઞાન જ્ઞાન મારૂં.—રણુજીત.

૫૫

જાણ્યું હતું હશે સુખરાજમાં, મોજ મળશે મહારાજમાં
સેનાપતીમાં હતો સુખીયારો, મનથી માન્યું અતી
દુખીયારો, મતી ફરી અખાજમાં.—જાણ્યું.
ઇર્ષ્યાથી અવળી બુદ્ધિ સુઝી, ભાઇ ભોજાઇ
ની પ્રીતિ ન બુઝી, ખરાબી થઈ પતરાજમાં.—જાણ્યું.

૫૬

જુઇ જાઇ જેવો પીયુ ગમે નહીં, ગમતો ગુલાબ જેવો,
ભલે કાંટા હોય મહીં—
કમળ સુંવાળું મને નવ ગમતું, કેતક કંટક ધારે,
મન મારૂં ભમતું, માત તાતને સખી કે જા જઇ,
ગમતો ગુલાબ જેવો, ભલે કાંટા હોય મહીં—
સારો સુંવાળો સ્વામી, મુને નવ પરવડે,
એને સારો સારો કહી, સૌ જઇ અડે—માત તાતને.
કાંટા વાળો કંથ, મારે જોઇએ જો,
રૂડો રંગ ને સુવાસ, એમાં સોઇએ જો—માત તાતને.
એવો કંથ તે ગુલાબ, કહો કે કેવડો,
સુગંધ રંગ સંગ ભોગવું હું બેવડો—માત તાતને.

૫૭

કેમ કહું જાઓ, નયનને લોભાવો, મારા મોહન મનોહર,
મધરથી બચાવી, પ્રેમમાં ફસાવી, મન માન્યા મધુર કર—કેમ.
કોના પુત્રી તમે કયાનાં નીવાસી, જાણ્યા પહેલાં નોય,
વાત વિલાસી, ચંદ્રવંશી તન યા છું હું કુંવારી;
પાણી ગ્રહણ કરો પ્રીતે થઇ છું આભારી—મારા
તમ પીતાની આજ્ઞા વિના, શી રીતે ફરૂં હાથ હું ભીના,

કૃષ્ન વર્યા રૂક્ષમણીને તેમ વરો પ્રવાસી;
આપ વીના કોઇની આ નહીં થાય દાસી—મારા.

૫૮

આ......લો, મંદીર મારે, વિવીધ પ્રકારે, રીઝવું દ્વારે,
આ......લો, મૃદુ વદનારી, લોલા તારી, કામણગારી;
નૌતમ નારી, છું બલીહારી, તમ પર વારી—ચાલો.
હસ્ત મેળાપ હાલો હેતે કરીએ, આ આ આ આ
આજ જ વરીએ—ચાલો.
અદભુત.આનંદ જઇ અનુભવીએ, આ આ આ આ,
સ્વપ્નું સહીએ—ચાલો.

૫૯

શાણી પ્રેમ પીંજરામાં પુરાણી, એવું શું જોઇ લોભાણી,
કેને કેને તું કેમ સપડાણી કયાં મગરમચ્છે તુને તાણી—શાણી.
રે એ એ એ જોયો, અજબ રંગ જોયો, રે એ એ એ મોહ્યો,
રસીક ખરો જોયો, જોયો જોયો રસીક પતી જોયો
પ્રીતીની રીંતી અતી અટપટી આલી, પ્રગટે પલમાં જાય,
ચાલી, જાણે તે ગત વીતી વાલી
આવી ઊગારી એમણે, કેમ ભુલું અહેશાન,
જોડી પણ સરખી મળી, વળી તારા મેમાન;
રે એ એ એ પ્રીતીના રંગનો છે ભોંયો—કેને કેને

૬૦

આજે આનંદે રમીએ રંગે,
બન્ને બેનો રેશું સદા સંગે.
મન માન્યોરીઝાવું ઉછરંગે,
સ્વામી સેવા કરશું ઉમંગે;–આજે

રણુજીત રણુધીર રઢીયાળા,
ચતુર વીચીક્ષણ ચટકાળા.
ચટકાળા, લટકાળા;
આપણુ દેરાણી જેઠાણી,
હું દાસી તું ઠકરાણી.
એ જોઈ લેશું પ્રસંગે,
કુંદન જડયું રૂડાં નંગે.—આજે
જાશો જો સાયબા, છોડી અમોને, કરૂં ગમન પરલોક,
સાયબા વ્યોગે મરીને—
ચિન્ત હરીને બેઠા ફરીને, પ્રેમ તણી માંડી ચોખ, (૩)
સાયબા કહું ડરીને—જાશો.
ભોળી હું ભામની ભરમાણી નામની, પ્રેમ પીડા અથોક (૩)
સાયબા સુણો ઠરીને—જાશો.
ચાહો જો ચીન્તથી રહો હવે રીતથી, શીદને કરાવો શોક (૩)
સાયબા બેસો મળીને—જાશો.

**૬૧**

બેઠી મન મંદરીએ મારે, શીદને શાણી રોઈ રહી છું
શંકા શીળ થઈ છું, હમણા આવું જઈ હું—બેઠી.
આજ કાલ કરતાં દીન વીતી જાએ, શું કારણથી,
રખાવ્યો અહીઆં વચમાં રોકી રહી તું—બેઠી.

**૬૨**

ભરથાર પ્યાર ભૂલી, ન વામા વિસારજો,
વામા વિસારજો, ન રામા વિસારજો—ભરથાર.
મધુરી મુરતી તારી, ભુલું ન પ્રાણપ્યારી,
છાતીમાં છેલવી વૃતી પલંગ ઢાળજો—ભરથાર.

સરવ ખબર સારા, લઈ ત્વરીત આવો પ્યારા,
અંતરની પીડા તમામ શ્યામ ટાળજો—ભરથાર.

૬૭

રમા સોંપે કર, કરૂં એ તંતર, પ્રસન છે અંતર,
ભણું એ મંતર—રમા
જાદુકળા જોરથી બોલાવું અબળા,
બાળપણે ભણ્યો છું પુરી એ કળા;
શીખવી જાદુગર—રમા.
દીસે ઊપરથી શુદ્ધ રીતી, તેવી હોય હૃદયમાં પ્રીતી,
રણધીર પરણતાં રમાદે વીંટી, સત્ય વાતની છે એ પ્રતીતી
તન મનથી રમા મળ્યે મંગળ—રમા

૬૮

સંસારીયામાં કોઈરે બતાવો નર સુખીયાજી,
રાજા પણ દુઃખીયા ને પ્રજા જન દુઃખીયાજી,
દુઃખીયા જગતમાં જુવાનીયા.—સંસારીયા.
આશા ત્રષ્ણામાં બંધાણા જીવડાજી,
એક બીજાને લડાવીઆ.—સંસારીયા.
મનમાં મનોરથ મોટા મોટા બાંધીનેજી,
અધર્મ આદરે અભાગીયા.—સંસારીયા.
ધાર્યું હરીનું થાય મુરખ માને નહીજી.
અંતે પડે શીર જુતીયાં—સંસારીયા.
ભવરે સાગરને પાર ઉતરવાજી,
રામનું નામ લે તું પ્રાણીયા—સંસારીયા.

૬૫

જાજા ભમરા દુર દુર, લે લે પરાગની ધુળ,
કોમળ દળ વાળી, કમલીની હું,
ભોગી પરાગનો એકલો છે તું,
કાંટાવાળો તું ક્રુર ક્રુર,
સ્વાર્થ વીશે છે શૂર શૂર.—જા જા.
કમળ નથી હું વીર, જોતું થઇને સ્થીર.—જા જા.
મધુકર જા જઇ બેસ તું, જોઈ કમળ મારૂં,
આ કમળ રણજીતનું નહીં વળે તારૂં,
જા જા ખુએ શીદ નુર—જા જા.

૬૬

આતો રમા ખરી નાય, સરોવર શું શોભાય,
ખીલ્યાં કમળ ઘણાંય, અલૌકિક રમા જણાય.
ખરે ખીલ્યુ ખરે ખીલ્યું સરોવર શું શોભાવા,
ધન્ય ભાગ્ય સરોવર તારાં, પાણી પૂરા રસ ઝીલનારાં,
મદઘેલી રંગીલી દીસે કામની, તરે પાણીપર મગરમચ્છ
લી, ભામની. વાહ રેરેરેરે—આતો.
પાણી ઉપર પાંદડું, તરે કરે જેમ ચોટ,
લેહેરો લે મન માહરૂં સમુદ્ર ભરતી ઓટ,
વાહ રેરેરેરે.—આતો.

૬૭

જા જા ભમરા દુર દુર, લે લે પરાગની ધુળ,
કમળથી સરોવર ભર્યું, શીદ મુજમાં લોભાય.
આપોયણું રાત્રીનું ચંદ્ર જોઇ હરખાય.—જા જા.

પ્રેમી સાચો તુ ખરો, કમળ કેદ નીત થાય,
પ્રભાતમાં બંધન થકી, છુટી ફરી લલચાય—જા જા.
જા જા મધુ ચુસનાર, શરમ નથી તું જા,
નહીં તો વારંવાર, કમળ કેદ નહીં થા.—જા જા.

૬૮

નથી માનતો ભમરા, જીવ ખોઇશ તું જો ઉતર્યો હેઠો,
એહ કમળનો ભોગી, જોતો આંટા વા ખાતો બેઠો.
ભાગ્યશાળી તું ભમરો, કમળ મુખપર ગુંજારવ કરતો,
મંદ ભાગ્યના છેટે, લલના માટે ઉભો ટળવળતો.

૬૯

આમ શું પડયા પ્રાણેશ, જોઇ નવી દુનીયા,
મારૂં કહયું તમે માન્યું નહીં તો,
મુર્છીત થઇ ઢળ્યા જોઇ જોબનીયા.—આમ
જાગો જાગો હવે વાર ઘણી થઇ,
કયાં સુધી વિનવું મારારે જીવનીયા.—આમ.

૭૦

ચાલો ચાલો ચાલો મારા, પ્રેમ ઘેલા દીલદાર,
આપો આપો આપો પ્યારી, આલીંગન રસદાર
હૃદયમાં તો રહ્યા પ્યારા, ઉપરથી આજ થયા પણ મારા.
હાંસે હાંસે હાંસે શાણી, અધર રસ લેનાર
જોશો જોશો જોશો પ્યારા, નીત્ય નવા ચમત્કાર,
રસભોગી ભ્રમર તમારો, કમળપર તે જઇ બેસનારો,
આવો આવો આવો મારા, મધુકર મજાદાર.
દીસો દીસો દીસો આજે, અદભૂત ભભકાદાર.

૭૨

હાલો બ્નના વાહમાં જાઇએ. [૨]
વાહમાં વાજાં વાગ્યાં મારો જીવડો
બાંધ્યો તારી આંખથી.—મારો.
લટકતી તું હાલને લાડી. [૨]
પેલ વેતરી પાડી.—મારો.
સાળખી મોતીની ગુંથું હું માથે. [૨]
છુંદણા છુંદાવું હાથે.—મારો.
કાંબા કડલાં પેરાવું પગમાં, (૨)
જોયા જેવી કરૂં જગમાં —મારો.
નાકમાં વાળી ઘાલું હુ મોટી. [૨]
નાથી જાણે ઝોટી —મારો.
અજવાળી રાતે રાહ રમાડું, [૨]
ધુંણી કરૂં ધીંગાણું.—મારો.

૭૧

શું ધાર્યું શું થયું છેવટમાં જોયું.જાણી,
ધાર્યું હરીનું થયુ ઉતર્યું મારૂ પાણી,
મનુષ્ય મનમાં ઘાટ ઘડે પણ કાળ હસેછે,
મનના મનોરથ મનમાં રેશે ઠાસો બસેછે.
સ્વારથ સાધી લેવા કીધાં પાપ અપારો,
ફાવ્યો નહીં એકમાં અ તે થયો દુખીયારો.
પવીત્ર બાઇ પ્રત્યે મેં કીધી અનીતી,
રાખી નહીં લવલેશ પ્રભુની મનમાં ભીતી.
કર્યું તેનું ફળ મળ્યું મફતની કરી કમાણી,
પ્રપંચમાં ને પ્રપંચમાં હું થયો ધુળધાણી.—શું

૭૩

પ્રભૂ તું તાવે સદ્દગુણને, [૨]
એગાંઓની કરે કસોટી, વિપત્ત વિજોગ;
પાડે કોટી, છેવટ સુખ ટેકી જનને—પ્રભૂ.
દુષ્ટ જનોનાં પળસુ કત્યે', દયાળુ રીઝે,
ક્ષણમાં નીત્યે', સ્વાદ સુમાર્ગ મળે મનને;—પ્રભૂ
અડગ રહે સદ્દગુણ સાચો, બધ થશે,
દુશ્મનની વાચા, અમુલ્ય ફળ અર્પે અમને- -પ્રભૂ.



# જાહેર ખબર.

---

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી; મોરબી તળપદમાં ગ્રંથકર્તા પાસેથી, તથા જે જે શહેરોમા અમારા આડતીયા બુકસેલરો છે, તેમની પાસેથી, રોકડી કિમ્મત મોકલી, અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | રૂ આ પા. |
|---|---|
| ભર્તૃહરી નાટક ... ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| ચાંપરાજ નાટક... ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| રાજસિંહ નાટક. ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... .. | ૦—૨—૦ |
| રાણકદેવી નાટક... ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| ત્રિયારાજ નાટક... ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| જગદેવ પરમાર ગાયન ... ... | ૦—૨—૦ |
| ત્રિવિક્રમ નાટક... ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| ચંદ્રહાસ ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| પૃથુરાજ ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| સીતા સ્વયંવર ગાયન... ... ... | ૦—૨—૦ |
| ઉષાહરણ... .. ... ... ... | ૦—૨—૦ |
| કેશરીસિંહ પરમાર ગાયન... ... | ૦—૨—૦ |
| દેવયાની ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| રાજતરંગ ગાયન ... ... ... | ૦—૨—૦ |
| વીરબાળાનાં ગાયન ... ... ... | ૦—૨—૦ |
| રમા રણજીત ગાયન ... ... ... | ૦—૨—૦ |